૨૮૩૩

# ભુતનો ભાઈ

એક ગામમાં બે ભાઇઓ રહેતા હતા. મોટાનું નામ પાંચો પટેલ અને નાનાનું નામ ભાણો પટેલ કરીને હતું. પાંચા પટેલને નાનપણથી જ શહેરમાં જઇને સારા સારા માણસોમાં બેસવાની ટેવ પડી હતી, તેથી તે સંસાર વહેવારના કામમાં સારી રીતે કુશળ થયો હતો. ભાણા પટેલને તો વગડા બકરામાં ચરાવવા જવાની ટેવ હતી તેથી તે બિચારાને સંસાર વહેવારની બાબતમાં મુદલ ખબર ન હોતી. એક દિવસે જમીને સુતા પછી પાંચા પટેલે તે દિવસે ગામમાં બનેલી વાત પોતાની સ્ત્રી પાસે કહેવા માંડી. તે બધી વાત ભાણા પટેલની બાયડીએ સાંભળી લીધી, અને પછી પોતાના ધણીને કહ્યું. " હાંભળ્યું કે

ની ! આ તમારા ભાઇની ગામમાં કેવી વખાણ થાય છે! તે બે ચાર હારા માણહોમાં જઇને બેહુછે, અને તમે તો આખો દિવહ વગડામાંહીં વહો છો. માટેમારૂં કીંયુ માનીને તમે ગામમાં જાઓ તો ઠીક." ભાણાએ કહ્યું, "હારૂં, કાલે હું ગામમાં જઇહ, અને ભાઇને વગડે મેલીહ." પછી બીજે દિવસે સવારના પહોરમાં ઊઠીને ભાણા પટેલે પાંચા પટેલને કહ્યું કે, ભાઇ તું વગડે જા આજ તો હું ગામમાં જવાનો. આ સાંભળીને પાંચા પટેલે કહ્યું કે. તું જઇશ તો ખરો પણ ત્યાં કેવી રીતે બોલવું કેવી રીતે ચાલવું તે તને આવડશે કેમ? ભાણાએ કહ્યું કે, તે તો હું તારો ભાઇ છું કેની ? એ વાતની તારે જરાએ ફકર રાખવી નહીં. આ સાંભળીને પાંચાએ મનમાં વિચાર્યું કે, એની મરજી છે તો એ ભલે જઇ આવે આપણે કોઇ વાતની ના ન

થી. પછી ભાણા પટેલને કહ્યું, "ભલે તારે જ વું હોય તો તું જા." પછી ભાણો પટેલ ગામ માં ગયો અને પાંચો પટેલ વગડામાં ગયો.

પાંચો પટેલ જ્યાં જઇને હમેંશ બેસતો હતો તે જગા ભાણાએ જોઇ હતી તેથી તે તો તરતજ ત્યાં ગયો. ત્યાં બે ચાર આબરૂદાર માણુ સો બેઠા હતા. ભાણા પટેલને આવતો જોઇને તેઓ બોલી ઉઠયા, " આવો, ભાણા પટેલ આ વો ! આજે તો કાંઇ તમારા મોટાં પગ ! આ સાંભળીને ભુતજેવો જંગળી ભાણો પટેલ બોલી ઉઠયો, " આવ્યા તે કાંઇ તમારા બાપાનું ખાધું !" પેલાતો ઝંખવાણા પડી ગયા, પણ તેઓ સારા માણુસ હોવાથી હશે, કહીને મુંગા બેઠા. પછી પોતાના ભાઇની બેસવાની જગા ઊપર જઇને ભાણો તો બેઠો. બીજા આવનાર હતા તે બધા આવી બેઠા પછી એક જણે કાંઇ વાત કહેવા માં

ઠી, તેને વાત કહેતો સાંભળીને ભાણો પટેલ બો
લી ઊઠયો, " રહો રહો ! મને વાત કહેવાદો."
બીજાઓએ વિચાર્યું કે નવો સવો આવ્યો છે
તેથી એનેજ કહેવાદો, જોઇએ કેવી વાત લા
વ્યો છે. એમ વિચારીને કહ્યું, " ઠીક છે કહો!"
ભાણા પટેલે કહ્યું, " તમે મારૂં કહ્યું માનશો તો
કહું. નહીં તો નથી કહેવાનો." તેઓએ ઊતર
દીધો, " ભલે કહો." ભાણા પટેલે કહ્યું, " એ
ક દીવસ કની તેહું વગડામાં બેઠો હતો ત્યાં આ
કાશમાં કુતરાં ભહતાં મેં હાંભળ્યાં." બીજા
બધા, " અરે ભાણા પટેલ એ ગપ શું મારોછો?
કોઇ દીવસ આકાશમાં કુતરાં ભસતા સાંભળ્યા
છે વારૂ? જરાવીચારીને બોલો," ભાણાપટેલે
કહ્યુ," શું ત્યારે તમે મારૂં કીએલું ખરૂં ની
માણતા!" બીજાએ કહ્યું, "ના, ના, અમેતો એને
ખોટીવાત માનીએ છીએ." ભાણો પટેલ " લ્યો

ત્યારે તો હું આ ચાલ્યો." એમ કહીને તે ચા લતો થયો. સાંજના પાંચો પટેલ આવ્યો તેની આગલ ભાણા પટેલે બધી વાત કહી સંભળાવી ને કહ્યું કે, કાલે તું જજે હું મારે વગડામાં જ જઇશ. પાંચાએ કહ્યું, "ભાઇ, તું તો એકદમ ગ પ મારે એ કેમ ચાલશે." પછી બીજે દીવસે ભા ણો પટેલ તો પાછો વગડામાં ગયો પાંચો ગામ માં ગયો. ત્યાં પાંચાને બીજા પટેલોએ કહ્યું કે, કાલે તો તમારા ભાઇ રીસાઇ ગયા તેમને મના વી લાવવા હતાની. પાંચાએ કહ્યું, "એ બીચા રો તમારી આગલ વાત કહેતો હતો પણ તમે એને બોલવા ન દીધો ત્યારે એ શું સમજાવે. એ બોલ્યો તે ખરૂં જ બોલ્યો." બીજા—હેં! એ ખરૂં બોલ્યો! તમેબી હવે તો ગપ મારવા શીખ્યાછો. જાઓ મારા ભાઇ! પાંચો—"જુઓ ભાઇ, એતો એમ બન્યું કે, એક ગરૂડ પંખી કોઇ કુતરાના

બચ્ચાંને ઉચકી લઇને ઉડી ગયું હતું, તે બચ્ચાં અવાજ કરતાં હતા તેથી એ એમ સમજયો કે, આકાશમાં કુતરાં ભસેછે. બીચારો બહુ ભોળો છે." બીજા બધા–હા હા! એમજ હશે! છે બહુ ભોળો. સાંજના ઘેર આવી પાંચા પટેલે પોતાના ભાઇનું કેવું ફેરવીને કહ્યું હતું તે પોતાની બાયડી આગળ કહી સંભળાવ્યું. તે ભાણાની બાયડીએ સાંભળ્યું. પછી તેણે તે વાત પોતાના ધણીને કહી ને કહ્યું કે, તમે તો સાચું બોલ્યા હતા પણ તમને સમજાવતાં નહીં આવડયું તેથી તમારૂં કહ્યું તેઓએ માન્યું નહીં. હવે કાલે પણ તમેજ જ જો. આ સાંભળીને ભાણા પટેલે કહ્યું કે, લેને ત્યારે કાલે હું જઇશ. પછી બીજે દીવસે સવારના પહોરમાં ઊઠીને તેણે પાંચાને કહ્યું કે. આજે તો ગામમાં હું જઇશ. પાંચાએ કહ્યું કે. તું જઇશ તો ખરો પણ તને બોલતાં નહીં આવડે તેનું

કેમ. ભાણાએ કહ્યું કે, તારો ભાઇ છું તે કાંઇ પ
ણ બોલી શકીશ. પાંચાએ કહ્યું કે, વારૂ ત્યારે જ
જે. પછી પાંચો પટેલ વગડામાં ગયો. અને ભા
ણો ગામમાં ગયો. રોજને ઠેકાણે જઇને જુએછે
તો બધા આવીને બેઠા હતા, તેઓએ ભાણા પ
ટલને આવતો જોઇને 'આવો ભાણા પટેલ' એ
મ કહ્યું. આ સાંભળીને ભાણા પટેલે કહ્યું, "આ
વ્યા તે કાંઇ તમારા ભાગાનું ખાધું." હશે, એ
મ કહીને તે લોકો મુગા બેઠા. પછી વાત ઉપર
થી વાત કહાડતાં ભાણા પટેલે કહ્યું, "હું વાત
કહું, પણ તે માનશો?" બધાએ હા પાડી. ભાણા
પટેલે કહ્યું, "એક દિવહકની તે એક ડાહ્યા મ
ણહે દાતણ કરતાં કરતાં દાતણ આંખમાં મારી
ને આંખ ફોડી નાખી." બધા—ભાણા પટેલ!
તમે તે ગપ મારો છો કે શું? એમ કહોકે કોઇ મુ
રખે દાતણ કરતાં આંખ ફોડી નાખી તો તે મ

નાય, પણ તમે તો કહો છો કે, ડાહ્યા માણસે આં ખ ફોડી નાખી, તે તો અમે માનતા નથી." ભાણો પટેલ—નથી માનતા તો આ હું ચાલ્યો. તમારે જોઇએ તો માનો ને જોઇએ તો નમાનો. એમ કહીને ભાણો પટેલતો ચાલતો થયો પછી સાંજના પાંચો આવ્યો તેની પાસે ભાણાએ બધી વાત કહી સંભાળાવીને કહ્યું કે, તેઓ મારી વાત માનતા નથી તેથી તો હવે હું નહીં જાઉં, કાલે તું જજે. પાંચાએ કહ્યું, 'ભાઇ, તું છેકજ ગપ હાંકે એટલે પછી તેઓ શું માને? પણ ફીકર નહીં કાલે વાત! પછી બીજે દિવસે રોજના ધારા પ્રમાણે પાંચો ગામમાં ગયો ત્યારે ત્યાં આગલે દહાડે બનેલી બધી વાત તેઓએ તેને કહી સ ભળાવી. આ સાંભળીને પાંચાએ કહ્યું, "અરે ભાઇઓ! એની વાતતો બધી સાચી! પણ એનું કહેવું તમે સમજયાં નહીં. એતો એમ હતું કે

આપણે જેમ દાતણુ કરી રહીને પછી તેને ચીરી એકરીએ છીએ, અને પછી એકથી ઓલ કાઢી નાખીએ છીએ અને બીજી હાથમાં રાખીએ છી એ તે ઓલ કાઢતી વખત આંખમાં લાગી ગઇ. અને તેથી આંખ ફુટી ગઇ. તમે કોઇ સમજ્યા ન હીં.”બધા–“હા, હા, ભાઇ એમજ હશે.” બીજી કેટલીક ગપ સપ હાંક્યાં પછી રોજને વખતે પાં ચો પટેલતો ઘેર આવ્યો. તે દીવસે બનેલીબધી વાત તેણે પોતાની બાયડીને કહી સંભળાવી. તે બધી ભાણાની સ્ત્રીએ સાંભળી લીધી, અને જય, રે. ભાણો આવ્યો ત્યારે તેને બધી વાત કહી. ભાણાએ કહ્યું, “ ઠીકછે ત્યારે કાલે હું જઇશ.” બીજે દિવસે ફરીને ભાણાએ કહ્યું કે, આજે તો ગામમાં હું જઇશ. પાંચાએ કહ્યું, “ ભાઇ તું જા ય તેની તો ના નથી, પણ ત્યાં બોલે તે વિચારી ને બોલજે એટલે થયું.” ભાણાએ કહ્યું, એ,,

વાતની તારે જરાએ ચીંતા રાખવી નહીં." પ
છી ભાણો ગામમાં ગયો. હમેશ ધારા પ્રમાણે
તેઓએ તેને આવકાર દીધો, અને ભાણાએ ત
મારા ભાનું કાંઇ ખાધું !' કહીને જવાબ આ
પ્યો. કેટલીક વાતો થયા પછી ભાણા પટેલે ક
હ્યું, "હું એક વાત કહું તે માનહો ?" બધા–
"હા હા! માનીશું. કહો જોઇએ શું કહોછો." ભા
ણાએ કહ્યું, " એક દિવહકની તે હું વગડામાં
બેઠો હતો ત્યાં એક માણસ ઘાહ કાપતો હતો.
તેણે ઘાહ કાપતાં પોતાનું નાક કાપી નાખ્યું."
બધા–" અરે ભલા માણસ, એમ તે કાંઇ બને.
ઘાસ કાપતાં નાક તે કેમ કાપી નાખે." ભાણો–
'ત્યારે શું તમે મારૂં કહ્યું નથી માનતા?" બ
ધા–"ના, ના, અમે તે માની શકતા નથી."
આ સાંભળીને ભાણો પટેલ તો ઉઠીને ચાલતો
થયો. સાંજના જમ.રે પાંચો પટેલ ઘેર આવ્યો

ત્યારે તેણે બનેલી સઘળી વાત કહી સંભળાવી. પાંચાએ કહ્યું, "ભાઇ, તેં તો સારી પેઠે હાંકવા માંડી, તે કાંઇ ચાલે?" પછી બીજે દીવસે પાંચો પટેલ ગામમાં ગયો. વાત ઊપરથી વાત નીકળતાં બીજાઓએ આગળે દીવસે બનેલી સઘળી વાત કહી સંભળાવી. આ સાંભળીને પાંચા પટેલે કહ્યું, "ભાઇઓ, એણે જે વાત કહી તે સાચી કહી! એતો એમ હતું કે, નદીની ભેખડમાં ઉભો રહીને તે માણસ કીનારા ઊપર ઉગેલું ઘાસ કાપતો હતો. તે કાપતાં ઊપરથી દાતરડું પડયું તેથી નાક કપાઇ ગયું." બધા—"હા, હા, એમજ હશે." પછી રોજને વખતે પાંચાએ ઘેર આવીને વાત કહી, પણ ભાણાએ તો ખુસે ખુસી ના પાડી કે, હવે મારે ગામમાં જવું નથી. હું તો મારે વગડામાંજ જઇશ. અને તે દિવસથી પાંચા હમેંશ ગામમાં અને ભાણો પટે

હ વગડામાં જવા લાગ્યો.

હવે એવું બન્યું કે, પાંચા પટેલની વહુ પોતાને પીએર ગઈ અને તેને બે ચાર મહીના થ યા પછી ભાણા પટેલની વહુએ પાંચાને કહ્યું કે, તમારા માણુસને હવે બોલાવીલ્યો, " ઠીકછે. પ ણ જો હું જઈશ તો વળી સગા સંબંધીઓને ત્યાં જમવા જવું પડશે તો વળી પંદર વિશ દિવ સ રોકાવું પડશે, માટે જો ભાણો જાય તો તે લઈ આવે." પછી ભાણા આગળ તેની બાયડી એ વાત કરીને કહ્યું કે, તમે જાઓને ત્યાં સ જાનું પંદર વીશ દિવસ સુધી ખાવાનું મળશે. ભાણા પટેલે જવાનું કબુલ કીધું. તેના પીએરનું ગામ પાંચ સાત ગાઊ દુર હતું, ત્યાં જવાને ભાણો નિકલ્યો. જતી વખતે તેને પાંચા પટેલે શિખામણ આપી હતી કે, ત્યાં વધારે બોલવું નહીં. કાંઇ પુછે તો તેનો જવાબ 'હા' અથવા

'ના' નો આપવો. ભાણો પટેલ 'ઠીક' કરીને જ
વા નિકલ્યો. રસ્તે ચાલતાં તેણે વિચાર કીધો કે,
બાઇએ તો હા કે ના જવાબ આપવાનું કહ્યું છે,
તેથી પહેલું શું બોલવું? પછી લાંબો વિચાર ક
રીને પહેલા 'હા' અને પછી 'ના' બોલવું એવો
તેણે વિચાર કીધો. પછી તે તો ગામમાં જઇ
પહોંચ્યો. પાંચાના સસરાને ઘેર ગયો ત્યાં તો બ
ધાએ 'આવો ભાણા પટેલ, આવો ભાણા પટેલ,
કહેવા માંડયું. ભાણા પટેલે તો પહેલો જવાબ
આપ્યો. 'હા' પછી સસરાએ પુછયું, 'તમારો
બાઇ સારી પેઠે છેના.'

'ના!' ભાણા પટેલે જવાબ આપ્યો.

'કાંઇ કસર વધારે છે?' સસરાએ પુછયું.

'હા!' ભાણા પટેલ જવાબ આપ્યો.

'કાંઇ સારા થવાની આશાછે?' સસરાએ પુછયું.

'ના!' ભાણા પટેલે જવાબ આપ્યો.

'ત્યારે શું કામ થઇ રહ્યું ?' સસરાએ ફેરી સવાલ પુછ્યો.

'હા !' ભાણા પટેલે જવાબ આપ્યો.

તરતજ બધાએ પોકો મુકવા માંડી અને બાયડીઓએ રડવા કુટવા માંડયું. ભાણો પટેલ સમજ્યો કે એમનામાં એવી રીત હશે તેથી એમ કરેછે એમ જાણી પોતે પણ સાથે રડવા લાગ્યો. તેના ભાઇનો સસરો અને બીજા સમજયા કે, પાંચા પટેલના મોતની ખબર કહેવા ભાણો આ વ્યોછે. પછી તેઓ બધા તલાવ ઉપર જઇને નાહી આવ્યા અને પાંચા પટેલની બાયડીના વાલ બાલ ઊતરાવીને વિધવા બનાવી દીધી. ભાણાએ તો 'રીત હશે' એમ જાણીને જોયા કીધું. પછી જયારે બધા શાંત થયા ત્યારે ભાણા પટેલે ભાઇના સસરાને કહ્યું કે, હવે મારી ભાભીને મારી સાથે મોકલો. આ સાંભળીને તેણે જવાબ

આપ્યો કે, હવે તો તમારી ભાભી રાંડી એટલે નહીં આવે. તમે તમારે જાઓ. આ સાંભળીને ભાણો પટેલ તો ચાલતો થયો. રસ્તામાં ચાલતાં વિચાર કરવા લાગ્યો કે, અરે, મારી બાયડીતો કહેતી હતી કે, ત્યાં પંદર વિશ દહાડા ખાવાનું મળશે ને આતો ખાવાનું એ નમળ્યું અને ભાભી પણ રાંડી! એમ વિચાર કરતો કરતો તે ગામમાં આવી પુગો. પાંચા પટેલે તેને તરત પાછો આવેલો જોઇને પુછયું, "કેમ, તારી ભાભી કયાં ?" ભાણાએ જવાબ દીધો, ભાભી તો રાંડી! ' પાંચો—" અરે મુરખા, હું બેઠે તારી ભાભી કેમ રાંડે!"

તું બેઠે ફૂઇબા કેમ રાંડી?' ભાણાએ જવાબ આપ્યો એમની ફૂઇ રાંડી હશે તે. આ વખતે કહ્યું કે, તું તો જીવતો છે ત્યારે ફૂઇબા કેમ રાંડી, તેમ મારી ભાભી પણ રાંડી!

પાંચે તો આ જવાબ સાંભળીને પોતે બો
લાવરા ગયા, કેહવત છે કે, 'ભુતા ન દેખાહો
મતો દેખ ભરવાડા' જેણે આખો જન્મારો જં
ગલમાં કાઢયા હોય તેને સંસારીક રીત ભાતની
તે શી ખબર હોય?

**સમાપ્ત.**

# જાહેર ખબર.

---

**અમારા** તરફથી નિચે લખેલી ચો પડી છપાઇ બહાર પડીછે.

| ના૦ | |
|---|---|
| ૧ મુર્ખ ચોરોનો ફારસ | ૦—૦—૩ |
| ૨ ભુતનો ભાઇ | ૦—૦— |

હવે પછી નીચે લખેલી ચોપડી થો ડા દીવસમાં **છપાઈ બહાર પડશે.**

## બાપ દીકરાનો ઝગડો.

**કીંમત ૩ પઈ.**

મેસર્સ **જી. એચ. કઝીન્સ એ ન્ડ કુ૦** પાલવ રસ્તા નાના શંકર શે ની ગલી **ઘર નંબર ૨૫.**